સદ્દવિદ્યાજ સુવર્ણ, શરણ સદ્દવિદ્યા સત્યે;
સદ્દવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિતે;
સદ્દવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદ્દવિચાથી રિધ્ધિ, જગતમાં સગળે જાણી;
સદ્દવિદ્યાને વશ સર્વછે, સદ્દવિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદ્દવિદ્યાવિના, ભટકે ગુણ હીણા ઘણા. ૧

---

આઠ નારિએ[૧] નારે[૨], નાર આઠે નરે[૩] જાણું;
આઠ નરે[૪] નર એક, પુરૂષ એ ત્રીશ પ્રમાણું;
બાર પુરૂષ[૫] બળવંત, એક નર[૬] નરપતિ જેવા;
એવા નર દશ સહસ્ત્ર, તરતિએ ભોગવ્ય તેવા;
સ્વામી જે સત્યા વંશનો[૭], કશ્યપ[૮] સુત જુગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતિ તું સુખ ઊતાર ભોગવે. ૨

૧ પળ, ૨ ઘડી, ૩ પહોર, ૪ દિવસ, ૫ માસ, ૬ સ્વંત્સર, ૭ ચંદ્ર, ૮ સૂર્ય.

નહી પુરૂપછે નાર, નિહાળી જોતાં નામે;
ચંદ્ર બિંબ આકાર, નથી તે ઠામે ઠામે;
રાજદ્વાર રહંત, અધ્ધર અવનીથી બાંધી;
જ્યોતિષ વિદ્યા જાણ, સમય દેખાને સાંધી;
તે માર ખાય મહોકમ પણું, બૂમ પાડિ બોલે બહૂ;
નાનાં મોટાં નર નારિયો, શામળ કહે શુણે સહૂ. ૩
ઊત્તર—ઘડિઆળ.

---

ત્રણ અક્ષર નિજ નામ, પગ વિનાછે પાંગળિયો;
એ છે બાહુ વિશાળ, અંગમાં નહિ આંગળિયો;
શીશ વિના છે શરિર, મોજ ઝાઝેરી મહાલે;
અવનીથી અંતરિક્ષ. ચરણ વીના તે ચાલે;
છે સૂખ કરણ સંસારમાં, લક્ષ વસા શુભ લાજછે;
દાતા આપે જન દીનનેં, કષ્ટ નિવારણ કાજ છે. ૪
ઊત્તર—ડગલો.

---

ચાતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;

શુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું;
કાયા ઉપર હાડ, હાડ પર વાળ ભણીજે;
વાળ ઉપરછે રૂધિર, સુ ગુણ તેનાજ ગણીજે;
ખરિ તે ઉપર તો ખાલછે, ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાંથી અમૃત ઝરે, શામળકહે કહો કથી.૫
ઉત્તર—આંબો.

---

૨
વૃક્ષ એકની ડાળ, બાર ભલિ ભાતે ભણીજે;
૩
પાખંડિ ત્રણસે સાઠ, ગુણીજન જોઈ ગણીજે;
૪
ચતુર જુઓ ચોવીશ, સરસફળ તેને ફળિયાં;
૫
એકવિસ હસ્ત છસે, પત્ર કવિ લોકે કળિયાં ;[ભણો;
૬
પણ ચોથ ભાગ એ પત્રનો, ગૃહસ્થ શિર શોભિત;
તે આપે માગણને અધિક, વેણિદાસ રખિયલતણો. ૬
ઉત્તર—પાઘડી.

૧ ૨ ૩ ૪ ૫ ૬
વર્ષ, મહિના, દિવસ, પખવાડિયાં, ઘડી, પાઘડી.

---

પુરૂષ એક પવીત્ર, સુંદરી તેને સંગે;
પોસાય પવિત્ર પાસ, રૂડાને રાચે રંગે;
તે નર નેં તે નાર, પ્રેમ પૂરણથી પરણ્યાં;
દુરલભ જાણે દેવ, વેદ સરખે પણ વરણ્યાં;
પણ અચરત એક અપારછે, ઉપર નારનેં નરતળે
વિપરીત વાત શામળ કહે, કારણ રૂડા કવિકળે. ૭

ઉત્તર—ઓરસિયો નેં સુખડ.

---

ષટક ચરણ ભુજ ચાર, આંખ અઢાર અણિયાળી;
એક પૂંછ બે મૂંછ, ભલે ભૂપત જન ભાળી;
જુદા ચાર આકાર, શીશ નવ સૌ કહે તેને;
ત્રણ્ય ઉદર તરતીબ, જુએ અવની જન જેને;
પણ પાંખ વિનાનો પરવરે, વણ આધાર અધરરહે;
મહારાજ મને કરૂણા કરો, શામળભટ સમશા કહે. ૮

ઉત્તર—સૂર્ય. રથ તથા અરૂણ સુધાં.

---

મસ્તક મોટું હોય, મૂખ તેનું નવ દીઠું;

અન્ન નીર નવ ખાય, વદે અમૃતથી મીઠું;
પોઢાં પગનેં પેટ, પ્રીતથી પંચ પ્રમાણું;
રાજ દ્વાર રહંત, કદી મોટા ઘર માંણું;
સારંગ નામ શોભીત છે, વરસે સારંગ વાણિયે;
સમજો સમશા શામળ તણી, તે જશવંતા જાણિયે. ૯

ઊત્તર—તંબુરો.

---

ભાત ભાતના રંગ, લિલો પીળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો;
કનક કથિર મણિ રત્ન, મેર મોટમ તુછ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષિ, સિંહ નર હસ્તી હરણાં;
વળિ જડ ચેતન નરનારિનો, લાયક જન લખીલિયો;
શામળ કહે ચેતો ચતૂર નર, એક રંગ સૌનો કિયો. ૧૦

ઊત્તર—પડછાયો.

---

અંતરિક્ષ નાર અનૂપ, તેહ ડોલાવી ડોલે;
મહોકમ ખાયે માર, બહૂ બકવા કરી બોલે;

મુખ વિણ મોટું શીશ, જનોઇ કેડે ઘાલે;
બાંધેલી બળવંતિ, મોજ મંદિરમાં માલે;
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને;
શામળ કહે એ સમશા કહો, કે મૂકો મન ગર્વને.

ઊત્તર—પીંજારાની તાંત. ૧૧

---

તરૂણી અક્ષર ત્રણ્ય, પાતળી સોટા સરખી;
રસ મય રૂડું રૂપ, પંડિતે પ્રીતે પરખી;
સપુત ત્રણ્ય સંતાન, દેવને દૂર્લભ દીઠાં;
ત્રણ્ય લોકમાં તત્વ, મહોનાં અમૃત મીઠાં;
માનનિ મન માને તે થકી, આણુ આણુરે આ ઘડી;
શામળ કહે સહજે સમજજો, કહેશો કામનિ શે-
લડી. ૧૨.

ઊત્તર—શેલડી.

---

ખટપગ તો છે ખરા, ભમર તો નહિ તે ભાઇ;
એક વાંસો બે શીશ, કહું શી તેની કમાઇ;

વિધ્ધો બને ગમ નાક, નાથ ખાલી ધણિ મોટી;
જુઓ કરમના જોગ, ગોટિ વાંસા વચ ચોટી;
તાજું કહેછે સૌ તેહને, છે જુનું જો જોખમાં;
શામળ કવિ કહે સદા વસે,સાહુકાર ઘર શોખમાં૧૩

ઉત્તર—તાજવું.

---

નવગ્રહમાંહી નામ, કામ કાશદનું કરતો;
પૂરણ જશ પરતાપ, તાપની હરકત હરતો;
ભાગ્ય શાળિને ભોગ્ય, રોગ દુઃખ દાઝે દેહે;
સારંગ નામ સરદાર, સારંગપર વાહન સ્નેહ;
તેને નામે જે નામછે, તે આવ્યાથી દુઃખ જશે;
એ શીઘ્ર સ્વામીજી લાવજો,તો વળતી સોળેથશે. ૧૪

ઉત્તર—ચાંદલો.

---

ખટ પુરૂષે એકનાર, નાર ત્રણેનર જાણું;
‘સાળ નરે નર હોય, પરાક્રમિ તે પરમાણું;
એ પુરૂષે એક પુરૂષ, ભાગ દ્વાદશને નામે;

કરી વાયદો કંથ, ગયા ગુણવંતા ગામે;
વધતા તો વીશ વળીગયા, વરયા તહાં કે વાટમાં;
શામળ કહેછે તે સુંદરી, અતિ દીઠી ઉચાટમા. ૧૫

ઉત્તર—છ ચોખા ભારની રતી; ત્રણ રતીનો વાલ, સોળવાલનો ગદિયાણો,એ ગદિયાણાનો તોલો. તોલાનો બારમોભાગ માસો, અથવા વર્ષના બાર મહિના.

---

કણ રૂડા કહે વાય, જેમે નહિ જન પણ કોઇ;
મરદ વધારે માન, માનની રહે મન મોહી ;
સાર ગણે સંસાર, ભૂપ પણ ગણે ભલાઇ;
અતિશે ઉજવળ અંગ, સંગ શોભીત સદાઇ;
ગોળાકારે ગુણવંતછે, પ્રસન્ન મન પૂરણ કરે ;
જોરવામિ શાશ્ર તેં લાવશો,શામળકહે સોળે સરે.૧૬

ઉત્તર—મોતી. ૧ શોળ શણગાર.

---

ગોળ પુરૂષ ગુણવંત, દિઠો મેં ગામે ગામે;

દશશિર મળતું નામ, નહી રાવણ એ ઠામે ;
એ થાએ અસવાર, ધરે વાહન શોભાતે ;
ચતુર ચૂકવે ન્યાય, પુછે જો માનવ જાતે ;
ત્યાં કોઇનું મહો રાખે નહી, લાંચ કોઇની નવ લિયે ;
શામળ કહે તે સત વાદિયો, દેખે તેવું કહિદિયે. ૧૭

ઉત્તર—દશ શેરો.

---

નારમળી દશવીશ, પુરૂષ પરહાણો જેનો ;
સુરપતિ વાહન જાત, તાત જાણે સઊતેનો ;
નામ એક નર હોય, આવરદા બેનો સરખો ;
વસે વેગળે વાસ, પંડિતે પૂરે પરખ્યો ;
તે તાળવંત તરૂણી તણે, હસ્તક રૂડો નરહશે ;
પંડચાજી પેહેલો લાવજો, ત્યાર પછી સોળ થશે. ૧૮

ઉત્તર—ચૂડો.

---

નહિ નરકે નહિ નાર, નપુંસક સરખું નામે
દેશ દેશ પ્રવેશ, ઘણા ગુણ ગામે ગમિ;

જ્યોતિષ વિદ્યા જાણ, વાત બનવાની બૂઝે;
ખટ શાસ્તર ભણનાર, તેને પણ તેથી સૂઝે;
અજવાળું એથી અવનિમાં, જે ભવિષ્ય જાહેર કરે;
આવરદા ઓછો એહનો, વર્ષ જીવિ વળતી મરે. ૧૯

ઉત્તર—ટીપણું.

---

સપુત તણું છે નામ, સભામાં શોભે સેહેલો;
રજની કેરૂં રૂપ, પુજન શિવ કરતાં પેહેલો;
નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તસ્કર ને મન તાપ, ભોળા જન તો શુભ ભાખે;
તે નરના તનથી નીપજે, કરૂપ કહેછે કામની;
શામળ કહે સ્વામી લાવશે,તો ભજશે શુભ ભામની.

ઉત્તર—દીવાનું કાજળ. ૨૦

---

અતિશય મોટું મૂખ, બેય પાસાંથી સરખું;
એકજ સીંગ અનૂપ, વિના પાણી તે પરખું;
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે;

નિરમળ સાથે નેહ, ચાલ ચાલે વણ ચરણે ;
સમશ્યા છે સાગર જે વડી, અકલવંત કહે આવડયું;
શામળ કવિ કહેછે શીખવું, નક્કી કહેજો નાવડું.૨૧
ઉત્તર—નાવડું—હોડી.

---

શાંઠ નારિયે નાર, નાર–આઠે નર જાણું;
આઠ નરે નર હોય, પુરૂષ જો ત્રીશપ્રમાણું;
બાર નરે નર નામ, ભાગ ત્રીજો લે તેનો;
અંત્ય મધ્ય નેં આદ્ય, અમલ જોરાવર જેનો;
હંર ઘડિ તેને હર નારછે, દુખ ટાળે જે દેહનું;
વળિ જે માટે કૌરવ હણ્યા, તરત કામછે તેહનું.૨૨
ઉત્તર—ચીર. સીયાળામાં ટાઢનો.

---

નારિછે નવરંગ, નહીં મા બાપ નિ સૃષ્ટી;
નહી બીજ વાવેત્ર, નહી નિપજાવે વૃષ્ટિ ;
નહિ અવની આકાશ, નહિ કોઈ તેનું જોડું ;
છે મુખ નાસા નેણ, પુંછ પણ પરઠયું મોઢું ;

તે નારિ નારિયે નથિ જાણી, સ્વરૂપ ઉજળે સાંચળો;
પરઓ તો પેહેરે પાઘડી, નહીતો પેહેરે કાંચળી. ૨૩
ઉત્તર—સર્પની કાંચળી.

---

કાયા કૃષ્ણ સ્વરૂપ, સુઘડ પણ સારો સઊથી;
ભોગી નરને નામ, રિઝે તે એહેક બહૂથી ;
પાખડિયે પરવેશ, કરે અંતરિક્ષ થી આપે ;
પંખી ગૂણ ગણાય, પાય ખટની છે છાપે ;
એ નર જેને અડકે નહીં, ભાવ ધરીને નવ ભજે ;
તે લાવ કંથ લેખ્યા વિના, તો સુંદરિ સોળે સજે. ૨૪
ઉત્તર—ચંપાનાં ફૂલ

---

બ્યંડળ મળિ દશ વીશ, નપુંસક ટોળું કીધું ;
સોયક નાની નાર, બંધને બાંધી લીધું ;
નવરાવ્યું ધરિ નેહ, રૂદેમાં રાખિ રમાડ્યું;
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડ્યું;
તન્ગુ જૂઠું સૌકો જમે, ગુણ તેના પણ સઊ ગણે;

શામળ એ સમશા શોધશે, ઘટમાં જે ડહાપણ
ઉત્તર—પત્રાંનું, પત્રાવળ. ખણે. ૨૫

---

ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી;
રાજદ્વાર સનમાન, માન દે નરને નારી;
નપુંસક છે નિજ નામ, પુરૂષ બે શોભે સંગે;
કામ વધારણ કાય, રંજિત તે સૌને રંગે;
ફળ ફૂલ વિના છે ફૂટડું, કંથ ભાવ કહે કામની;
તો શામળ કહે શોધે સજ્જ, જોગ કરંતાં જામની. ૨૬
ઉત્તર—તાંબુળ.

---

પુરૂષ એક પવિત્ર, પરાક્રમિ દીઠો પ્રોઢો,
ચંચળ ચારૂ ચાલ, જાણ જશવંતો જોડો;
રાજ મારગે રોજ, મોજ આરોગી માલે;
જર વિદ્યાની જોસ, ચહિ ચોખુંટે ચાલે; [લીધે;
નર એક નારિ બે નિરાખએ, અધર ઉપાડીને
છે નામ એક બે નારનું, કહે શામળ કહે કારણ

કિવે. ૨૭

ઊત્તર—પાવડી--નો જોડો.

---

સરસ સરોવર એક, ભર્યુંછે નિર્મળ નીરે;
પિયે નહીં કોઈ પંથિ, હંસ નવ બેસે તીરે;
તે સર સમિપે જાય, ખુંદે જન જોતાં ઝાઝા;
દુઃખ ન પામે દેહ, રહે તરતીએ તાજા;
કવિ શામળ કહે છે કારમું, હોંશી જનને હિત હશે;
સ્વામી લાવો શોહામણું, તો સોળે પૂરા થશે. ૨૮

ઊત્તર—દરપણ.

---

ચાર ચરણ બે શીશ, નથી કર એને એકે,
નથી પૂછ કે મૂછ, પેટ વણ વાંસો નેકે;
પુન્ય વંતને પાસ, જરૂર પણે તે જાય;
દસે એકને દુઃખ, એક મહા મંગળ ગાય;
અડસટે લેજો ઓળખી, સકળ વેદના વામશો;
શામળ કહે શિવ પૂજા થકી, એહ પદારથ પામશો.

ઊત્તર—ઘોડિયું. ૨૯

---

ચાર પુરૂષ પરમાણુ, નેહે પણ્યા બે નારી;
તેને બે નપુંસક તન, વપૂએ જુઓ વિચારી;
એ આઠેનો ડાઠ, પુરૂષ પરમાણો એકે;
નારે વિરચ્યો નર દેહ, સુખે નીહાળો નેકે;
તે ભાવ કંથ કોડામણાં, સ્થિર થાવર નિત્ય શોભશે;
કવિ શામળ ભટ્ટ સાચું કહે, સોળ સજ્યા તે શો-
ભશે. ૩૦

ઉત્તર—પલંગ.

---

પુરૂષ એક વય વૃદ્ધ, ખરી તેને ખટનારી;
તેને બે બે તનુજ, તનુજને સુંદરિ સારી;
એક શ્વેત એક શામ, પુત્ર પછિ તેના આઆ;
પંદર પંદર પ્રમાણુ, તેહ વળી કહિયે તાજા;
જે નામ માત્રનો નાશછે, કોડ શાસ્ત્ર કહેછે કથી;
પણ શામળ એ પરિવારનો, નાશ કોઈ કાળે નથી.
ઉત્તર—સંવત્સર—અથવા—વર્ષ. ૩૧

---

બાળા અક્ષર બેજ, નાર નીચીને નાગી;
નહિ કર પગ નહિ નેન, સરવ કોને મનમાની;
નારી સાથે નેહ, રહે નારીને સંગે;
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તેને રંગે;
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે;
શૃંગાર શોભમાં શોભશે, તો જશતારો જીતશે. ૩૨
ઉત્તર—હીરાસુધાં વીટી.

---

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો;
ગરથ કમાવા કાજ, ભલો સઊજનને ભાવ્યો;
હય હાથી સુખ પાલ, લક્ષધા લાખે લેખે;
જોને જેનું કામ, દ્રષ્ટિએ દુનિયાં દેખે;
પછિ તેજ ઘડી તેણે દિવસ, રહ્યો ન પૈસો રોકડો;
હુંડી પત્રી તો હોયશી, દિશે ન ગાંઠે દોકડો. ૩૩
ઉત્તર—મટોડીનાં રમકડાં પડયાથી ભાગીગયાં.

---

સરોવર સુંદર સાર, નીતમે નીર ભર્યુંછે;

નહિ આરો નહિપાળ, સ્થીર પણ ઠામ ઠર્યુંછે ;
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરેછે ;
વિના ધનુષ નેં બાણ, વિના કર ચોટ કરેછે ;
તે મારનાર નથિ દીશતો, મૃગ તેને મારી મરે ;
તે લાભ્ય કંથ કહે કામની, દેખી મન માંરૂ ઠરે. ૩૪

ઉત્તર—દીવો.

---

નૌતમ નિરખી નાર, જુલમ વાળી ઝળકંતી ;
નહી હાથેં નહિ પાગ, લાડ ઝાઝે લટકંતી ;
મંદિરમાં માલંત, આપતી ઓઢી પેહેરી ;
નાસે થઈ નિર માલ્ય, વાદ કરતો જે વેરી ;
છેનારિ જાત નિરબળ નહી, કાળિ કરૂપ કાયા થકી;
શામળ કહે સાણા સમજશે, કહું ડાહ્યા તેને નકી.

ઉત્તર—તરવાર. ૩૫

---

કાળીનાર કુરૂપ, અનૂપમ આપે ઝાઝી ;
મોંઘી મોંઘે મૂલ, ત્રહોપખ તેની તાજી ;

નરથી ઉપજીનાર, અરણ્યમાં એતો નરખી;
મહિપ—સભામાં માન, પવિત્ર પંડિતે પરખી;
છાની રાખી જો છાનકરી, પ્રસિધ્ધ પોતે થાયછે;
શામળ કહે સ્વામી લાવજો, એ રાયાં શિર રાયછે.

ઉત્તર—કસ્તૂરી. ૩૬

---

શીશ વિનાની નાર, મૂખ મોટું સુખ માણે;
ભોરિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝું જાણે;
પલક ન રાખે પેટ, વળી ઉઠે વળિ બેસે;
પાતળું થઇને પેટ, તેહ પૃથવીમાં પેસે;
વાંકાં કંકુણને વશ કરે, બળતાંને બાળે બહૂ;
સમજયા કેડે તો સેહેલ છે, શામળ કહે શોધો સ-
હૂ. ૩૭.

ઉત્તર—ધમણ.

---

જીવ વિનાનો સાપ, એય પાસેથી સરખો;
જરાય મુખ્ય નહિ ઝેર, પંડીતે તેને પરખ્યો;
નર નારીની કમર, રહે વીંટી તે વારૂ;

વસ્ત્ર તણું વીવેક, સુશોભા સઘળી સારૂ:
એ દર તેનાં બે પાસ છે, બહાર ગયો દાડો બહૂ;
શામળ કહે સમશા સેહેલ છે, શુણ્યા થકી સમજે
સહૂ. ૩૮.

ઊત્તર—નાકું.

---

નિરખી નહાની નાર, કાંઇ ઉજળી કાંઇ કાળી;
કપટી કૂડ કલંક, પંડમાં પ્રાંઢી પાળી;
પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડિ;
અનમી મર અહંકાર, ટેક રાખંતી ટેડી;
તે ભામનિ ભાંઇરૂં ભોગવે, ભૂપતિની પાસે ભજે;
દુશમન તેને દેખી ડરે, શામળ કહે શોભા સજે.
ઊત્તર—કટારી. ૩૯.

---

એક નાર મુખ દોય, ભૂપ—સભામાં ભાળું;
ગૌર વરણ મુખ એક, એક કૂરૂપી કાળું;
નહીં હાથ પગ નહીં, ઘણેરી તરતિબ તોલે;
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે;

વળિ ભુંડું અન્ન ભાવે નહી, કાચું કચર્યું ભખ્ખ કરે;
ડાહ્યા દાતા મનમાં ધરે, મહિપતિ કેરાં મન હરે. ૪૦

ઊત્તર—પખાજ.

---

અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડિયું;
પાછળ પુંઠ વિશાળ, શોભતું મુખ્ખ સાંકડિયું;
રૂપ બહૂ બહુ નામ, ઘણી બાબત મુખ્ખ બોલે;
છત્રિશ રાગનિ છત્ય, દંશે દિશમાં તે ડોલે;
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઊંચ અમિરને વશ કરે;
શામળ કહે સમશા શોભતી, ધારક રૂડા મન ધરે. ૪૧

ઊત્તર—શરણાઇ.

---

વાહન વૃષભ વહંત, પરાક્રમ આધકું ઓટે;
રૂંઢમાળ વીશાલ, કારમી દીઠી કોટે;
મસ્તક ગંગ તરંગ, ચહૂ પાસે તે ચાલે;
કરતી હણુ હણુકાર, ભૂપ સઊ નજરે ભાળે; [લછે;
એ સમશા છે પણ શિવ નહીં, સમજૂને મન સેહે·

જો વાટે ઘાટે દશ દિશે, મહિપતિ કેરે મેહેલ છે.૪૨
ઉત્તર—પાણી કાહાડવાની ઘટમાળ.

---

પ્રતાપ વંતો પુરૂષ, જનોઇ અંગ ધરે છે;
પ્રાઢ પેખિયે પેટ, શિંગ એક શીશ સરે છે;
ચરતો સાતે ચાંચ, કોટિધા નૃત્ય કરે છે;
બાળક તેડયું બાંહ, ઠામને ઠામ ઠરે છે;
ફરિ જાણે છે તે ફૂદડી, ઘોર સ્વરે ગુણ ગાય છે;
શામળ કહે તેના સંગથી, વધતે મુલ વેચાય છે.૪૩
ઉત્તર—રેંટિયો.

---

ચો મુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા;
નકો ઉચ્ચકે નીચ, શોભિતા ચારે સરખા;
ચાર વચે બે નાર, પ્રીતની રીતે પરણ્યાં;
બેય નપુંશ્ક તંન, આઠ એ વેગે વરણ્યા;
થાય એકે અળગું આઠમાં, તો સાતે નહિ કામના;
નર એક થાય એ આઠથી, કહો અર્થ એ નામનાં
ઉત્તર—ખાટલો. ૪૪.

---

ગિરી શિખર ગુણવંત, રૂપ રઢિયાળો રંગ;
ચંદ્ર કળાનાં ચિન્હ, અતિશય ઓપિત અંગે;
અનિલ ભખ્યકને ભખે, સરસ શોભિત શુભ સાદે;
નૃત્ય ગીત નવ રંગ, વિવીધ પ્રકારે વાદે; [ ઘણો;
તે ભોગ જોગ નથિ જાણતો, લલના જોઈ લાજે-
કવિ શામળ રહે સ્ત્રી સંગ વણ, વંશ વધેછે તેતણો.
ઊત્તર—મોર. ૪૫.

---

નામે કહિએ નાર, અધર અવની થી સાંધી;
વનિતાને વણ વાંક, લોહને પાસે બાંધી;
માનવિ જણ બે ચાર, ચડી રૂદયાપર બેસે;
આવી પાછી જાય, ઠરી ઠેકાણે પેસે;
ચીસો પાડે ચારે મુખે, દયા ન આવે દેહમાં;
શામળ કહે પંડિત પારખો, નરનારીના નેહમાં. ૪૬
ઊત્તર—હીંડોળો.

---

શાંમા છે શામળી, સ્વરૂપે પણ સોહંતી;

ભમરાલી ભરપૂર, મરદ મોટમ મો હતી ;
વપુ વરણા ગણિ વેષ, વળી વળવાળી વંકી ;
દુશમન ગંજણ દાખ્ય, સાર શોભિત સિંહલંકી ;
તે નાર વડે નર શોભશે, તે વિણ મૂખ્ય લજામણા;
કહે શામળ એ સમશા કહો, ભલિ રીતે લઉ ભા-
મણા.૪૭

ઉત્તર—મુંછ.

---

એક રાયને ઘેર, ઘણા હાથીને ઘોડા ;
ઊંટ હતાં અનેક, બીજા તે સાથિ સજોડા ;
હાથિ અઢીમણ ખાય, ડોઢમણ ઊંટ ભણીજે ;
પાંચ શેર કણ અશ્વ, ગણિત થી એહ ગણીજે;
સો મણ દાણા દિનદિન વરે, (શોભાવે)તે સાથિયા;
કહો ઊંટ અશ્વ એ કેટલા,શામળ કેટલા હાથિયા.૪૮
ઉત્તર—(સીપસુઓ) ૧૬ હાથી-૩૬ઊંટ—૪૮ઘોડા.

---

એક માત સંતાન, ન પુંસક નેં એક નારી ;
તે બેનાં સંતાન, અલેખે અપરમ પારી ;

નપુંસકનાં સંતાન, અરથ અધિકે નવ આવે ;
વડે મૂલ વેચાય, ભૂપ જેવાને ભાવે ;
બાળક જે તેની બેહેનનાં, સર્વ અરથ તેથી સરે ;
શામળ કહે પણ સોંધ્યા સહૂં, કોડિ કોડિ કરતાં ફરે.
ઉત્તર—સોનું અને માટી. ૪૯

---

ગુણ મય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો;
સ્ત્રિયો સહસ્ત્ર દશ વીશ, કબુલ તે નરને કરિયો;
જો કોઇ પાસે જાય, નાર દુખ તેને દેછે;
અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લે છે;
તે નરને મારે પારધો, રૂધિર સર વજન ખાય છે;
શામળ કહે માંસ રૂધિર સદા, ચોટાંમાં વેચાયછે.૫૦
ઊત્તર—મધપૂડો.

---

જળમાં રહિ જીવંત, નહિ મેડક નહિ મછી ;
ચારે દિશ ચાલંત, નહી પશુ કે નહિ પક્ષી ;
પગ વિણ વહે પ્રવાહ, પવન પણ નહિ નહિ પાણી;

લક્ષ્મી લીલા લેહેર, નહિ રાજા નહિ રાણી;
છે તત્વ તોલ તારણ તરણ, બુડતાંને રાખે બહૂ;
વળિ પાર ઊતારે પલકમાં, શામળ કહે સમજો સહૂ.
ઉત્તર—નાવ. ૫૧

---

મોતીને અનુમાન, પૃથ્વિપર આવી પડિયો;
કો જાણે કેનો માલ, કંથ મારાને જડિયો;
સોંપ્યો મારે હાથ, ભલા ભોજનમાં ભળિયો;
ચોરિ ગયો કો ચોર, કોઈ નરનારે ગળિયો;
ફરિ કોટિ જતન થી નવ જડ્યો, લખ જન જોતાં લીજીએ;
શામળ કહે શોધ્યો નવમળે, તો શો ઊતર દીજીએ.
ઉત્તર—પાણીનો કરો, બરફ. ૫૨

---

પુજ્ય સુપાત્ર પવિત્ર, કૂળ એવાની કન્યા;
કિધો પિતાનો કાળ, એહ પણ મોટા અન્યા;
વરી વડા ઉવા સાથ, જાતે રૂડો તે જાણી;

કાંઇ ન ચડ્યું કલંક, વડા લોકોએ વખાણી;
કહો કવણ નાર પીતા કવણ, કવણ વડાઊવાને વેરી;
વળિ કવણ કૂળ પેદાથઈ, શામળ કહે તે સુંદરી. ૫૩
ઉત્તર—છાશ.

---

ચોદ ચરણ પરતક્ષ, આપ ચાલે પગ આઠે;
બારહાથ બળવંત, પાંચ મસ્તક થિર ઠાઠે;
વસ્ત્રા ભૂષણ વાન, રાજ દરબાર રહેછે;
નારિ જાત નવ રંગ, વપૂ પર ભાર વહેછે;
તે પૂન્ય વિના નવ પામિયે, પચિશ સહસ્ત્રે નામ છે;
કવિ શામળ કહે શોધી જુઓ, સૌને રૂદયે રામછે.
ઉત્તર—પાલખી. ૫૪

---

છેલ કુદંતો છેક, એક કહે એતો ઘોરી;
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી;
પીઠે નથી પલાણ, ત્યારે તો મીડક માણે;
નથિ રેહતો તે નીર, જરૂર કોઇ શશલો જાણે;

પણ શશલાને પગ ચારછે, પગ વિણુ આતો પરવરે;
શામળ કહે અર્થ સેહેલછે, રૂડાજન રૂદયે ધરે. ૫૫

ઉત્તર—ચાંચડ.

---

વૃક્ષ નહી નહિ વેલ, નહી પત્રે નહિ ફૂલે
નહી બીજ વાવિત્ર, કહે આતી અમૂલ્યે;
ગુણ જશ અપરમપાર, દેશ બાધામાં દીઠા;
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠા;
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંધા સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કોઇએ નવ તજિ-
યો કદા. ૫૬

ઉત્તર—નીમખ—મીઠું.

---

નારી એક અનૂપ, સરસ શોભંતી સહેલી;
બે અક્ષરમાં નામ, મૂઢ રૂદયામાં મેલી;
ઉદર વચે એક શીંગ, એક આંખે દિલ દેખે;
પવિત્ર સંગ પોસાય, ડાહિ દુન્યાં પુર પેખે;

તે મુખથી જળ પ્રાશન કરે, શિંગેથી આંખે ઝરે;
કવિ શામળ કહે શોભે તહાં, જયાં વરને કન્યા વરે.
ઊત્તર—ઝારી. ૫૭

---

નારી નરિખી નીચ, જુઓ લક્ષણ કહું જેના;
અંગે ઉજળી આપ, બાપમાં કાળાં તેનાં;
નહી હાથ નહિ પાગ, કુ લક્ષણ તેની કાયા;
મુખ નાસા છે નેણ, નહી મમતા કે માયા;
તે નહિ પશુ પક્ષી માનવી, નહિ જીવા જોગી જદા;
શામળ કહે સુમતિ સ લક્ષણા, તે શોધી જોશે સદા.
ઊત્તર—સર્પની કાંચળી. ૫૮

---

સુકે કાષ્ટ ફળ લાગ, તેનિ શોભા છે સારી;
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી;
બાંધિ પાતળી બાંઠ, કલંક કાયામાં કૂડી;
જુવાનિનું છે જોર, બહૂ જન કહે છે બૂડી;
ઝાઝું તે ફળમાં ઝેર છે, ચપળ લોક શું ચાય છે;

શામળ તે ફળ આરોગતાં, જન જમ લોકે જાયછે

ઉત્તર—બરછી. ૫૯.

---

એક બાળ બે મૂખ, એક ઉપર એક હેઠું;
ઉપર પાતળૂં છેક, કેડથી પહોળૂં પીઠું;
નળે મુખ તેમાં જીભ, તેહ બોલાવ્યું બોલે;
હલાવતાં હાલંત, વળી ડોલા વ્યું ડોલે;
ઇશ્વર આગળ અધિકું રહે, ગુણવંતા જનને ગમે;
શામળ કહે તે ઉચરે, જગત લોક તેને નમે. ૬૦

ઉત્તર—ઘંટડી, ઘંટા.

---

પાંખાળો પરતાપિ, નહી પંખીમાં પૂરો;
ધંધ મચે ત્યાં ધાય, નહી સામદ કે શૂરો;
ગાજંતો ગંભીર, મેહમાં કોઈ ન પ્રમાણે;
છે પાતળિયો છેક, જુએ તે તો જન જાણે;
ભાડકો તે રિપુ લોકને, જે છે જમ કિંકર જશો;
કવિ શામળ કહે શોધી જુઓ, કહો અરથ એતે

ઉત્તર—તીર. કશો. ૬૧

---

રથ દીઠો સમરથ્થ, અધર અવનીમાં ચાલે;
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામાં માલે;
અપરમપાર અપાર, પ્રજા પેદા ત્યાં થાય;
વેરૂ અગ્ની આંચ, માર પણ ઝાઝો ખાય;
આવે અમુલ્ય કામે અરથ. મૂલ અલ્પ માટે મળે
શામળ કહે છે શોધી જુઓ, કવિ રૂડા તેતો કળે.
ઊત્તર—કુંભારનું ચાક. ૧૨.

---

રત્નથિ રૂડો અમુલ્ય, ફૂલ ફળ સફળે ફળીયો;
કરે કથિરનું કનક, બહૂ ગુણ તેથી બળિયો
સાગ શિશમ વૃક્ષ વેલ, ભાર અઢારે ભારી;
અમૃત ફળ સહકાર, તેથિ શુભ શોભા સારી;
છે લાજ રખણ સૌ લોકની, ચહાય દેવને દાનવી;
કવિ શામળ કહે શોધી જુઓ, મહાસુખ દેયણ-
માનવી. ૧૩

ઊત્તર—કપાસ, રૂ.

---

બીચ ઘેર છે નાર. દેશ બાધામાં દાખે;
મુખમાં મોટી જીભ, શીરથી બાહર રાખે;
નહો હાથ નહિ પાગ, શીશ વિના મુખ બોલે;
કરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે;
ઘર ધણિ તો ગીતો ગાય છે, પવિત્ર નર પૂરે કરે;
શામળ કહે એહુ એહનું, મોટા જન મસ્તક ધરે,
ઊત્તર—ઘાંણી. ૬૪

---

ચતુર ે ન મુખ ચાર, નહિ બ્રહ્મા બ્રહ્માણી;
વૃષ ભા ઇઢ, વાહન, નહીં ઇંદ્ર ઇંદ્રાણી;
જળપૂરણ જશવંત, નહીજ નવાણ નવાણી:
સેવક શોભે શાથ, નહી રાજા કે રાણી;
એ અકલવંત અંતર ધરો, શું વળિ વખાણિયે;
છે સમશા કવિ શામળ તણી, જશવંતા જન જા-
ણિયે, ૬૫.

ઊત્તર—પાણીની પખાલ.

---

કહું વરતુળ આકાર, છત્ર જેવી છત છાજે;

શત્રુ સરીખાં સાલ, ભામની દેખી ભાજે;
વસ્ત્રા ભરણ વિવેક, ફૂલ ભરિયાં ભલિ ભાતે;
મોંઘી છે મહા મૂલ્ય, જોઈ જોરાવર જાતે;
શૂરા માંહિ શૂરી ઘણી, સૌથી આગળ સંચરે;
અરિ ગંજણ રક્ષણ દેહની, અર્થ કવી શામળ કરે
ઉત્તર—ઢાલ. ૬૬.

---

મસ્તક પાખી મૂખ, દિઠો મેં તેનો ડમર;
શુંઢાળો સમરથ્થ, હસ્તિ નહિ કાળો ભંમર;
પ્રોઢું દીશે પુંછ, લાંબિ એક પાશે ચોટી;
એહ સમોવડ માન, મૂલ મર્યાદા મોટી;
આહાર અન્ન ઓપે નહી, પેટ ભરી પાણિ પિયે;
શામળ કહે વૃત ઘણા કરે, કહો અરથ કારણ કિયે.
ઉત્તર—પાણીનો કોશ. ૬૭.

---

મંદિર એકમાં મળી, બેઠાં નરનારી નેહે;
લટપટ ગયાં લપાઇ, થયાં બે જણ એક દેહે;
ખવરાવે તેટલું ખાય, નીરમાં ચાંચ ન ઘાલે;

શરીરમાંહી સાલ, ચલાવી ચંચળ ચાલે;
જે ભક્ષ કરે તે ભામની, એનું એ સૌ ખાયછે;
શામળ કહે સ્વર સોહામણો, તે બોલે ત્યાં થાય છે
ઉત્તર—ઘટી. ૬૮

---

## પતિના વિજોગ વિષે.

નાવ વિના જે નાર, કલંક તો પગલે પગલે;
નાવ વિના જે નાર, પાપ તો ઢગલે ઢગલે;
નાવ વિના જે નાર, સતિ પણું તો નવ સૂજે
નાવ વિના જે નાર, બુધ્ધિ એકે નવ બુઝે;
છે નાવ વિના જે નારિયો, તસ્કર સરખે તોલછે;
શામળ કહે અબળા એકલી, બહુ અવગુણના
[બોલછે. ૬૯

---

પિતા ઘેર જે પુત્રિ, હોય રિધ્ધી પણ રાંડી;
બોલે પુંઠળ લોક, કહે જે કંથે છાંડી;
પિતા ઘેર જે પુત્રિ, કુટુંબ કહાવે ખોટી;
મોળાઇ-બોલે ભુંડ, કહે આ કરમે ચોટી;

ધન હીન હોય ઘરનો ધણી, પિતા હોય પૃથવી-પતી;
પણ સ્ત્રી તે શોભે સાસરે, શામળ કહે તે તો સતી. ૭૦

---

## સ્ત્રીના વિજોગ વિષે.

નથિ જ્હાં નળરાય, જેહને વીત્તી વાતે;
દમયંતી ને વિરહ, હતો દુખિયો દિન રાતે;
નથિ ગૌતમ ગુણવંત, જથારથ દુખ એ જાણે;
અતી અહલ્યા સ્નેહ, દેહ દુખ અદકું આણે;
વનિતાનો વિરહ વિછોહ તો, દહન દાવાનળથીઘણો;
શામળ દુખિયો માધવકહે, ટાળનારનકો તે તણો. ૭૧

---

## પાપ, પુન્ય વિષે.

સરસ ઘાવ સમશેર, જોરથી લાગે ઝટકો;
કહિયે ભલો કટાર, પાર ઊતરે નહિ ખટકો;
બરછી રૂડાં બાણ, પ્રાણ કાઢે તે વેળા;
ગોળી હણતાં સૂખ, ભાગ નવ થાયે ભેળા;
વળિ આયુધ છત્રીશે તણા, સહન ઘાવ તે સોહલા;

શામળ કહે માધવને, વિનતાવ્રહ દુઃખ દોહલા. ૭૨

---

## પરસ્ત્રી વિષે.

પરનારી શું પ્રીત, નવે ગ્રહ તેને રૂઠયા;
પરનારી શું પ્રીત, અગ્નિ વરસાદજ વૂઠયા;
પરનારી શું પ્રીત, પનોતિ લોહને પાયે;
પરનારી શું પ્રીત, જરૂર ન સ્વર્ગે જાયે;
પરનારી કેરી પ્રીતથી, અગ્નિ આંચ નિત્ય નિત્યપ્રમે;
શામળ કહે સાચું માનજો, ગુણવંતાને નવ ગમે. ૭૩

---

પરનારી શું સ્નેહ, પુરો નર તે તો પાપી;
પરનારી શું સ્નેહ, સદા તે શિવનો આપી;
પરનારી શું સ્નેહ, રામ તેને તો રૂઠયો;
પરનારી શું સ્નેહ, તેનો દાહાડો ઉઠયો;
પરનારી સાથે સ્નેહ તો, દુઃખ ડુંગર ડોલ્યા સદા;
શામળ કહે સુખ સ્વપને નહી, કષ્ટ વિકટ ન ટલે-
કદા. ૭૪

---

## પાપ, પુન્ય વિષે.

પાપે પાપની બુધ્ધિ, પાપ અતિશે દુખ આણે;
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગતી નવ જાણે;
પાપે કૂળ કલંક, પાપથી પુન્ય ન પળાયે;
પાપે વટલે વંશ, પાપ સઊ અવગુણ ગાયે;
પાપે સુધર્મ ધારે નહી, પાપ ભંગાવે ભોગને;
શામળ કહે પાપે પામશે,રગત પીત સમ રોગને. ૭૫

---

છાનું કરિયે પાપ, જગત બાધું તે જાણે;
છાનું કરશે પુન્ય, મોજ મહિમાં તે માણે;
છાનું ખાયે ઝેર, લેર તે વેળા લાગે;
છાનો કરડે નાગ, પલક પાણી નવ માગે;
જપ તપ કે સાધૂન જોગનું, તે છાનાં કરવા ઘટે;
અન્યાય અધર્મ ગુપત કરે, તેનું માન તુરત મટે. ૭૬

---

છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે;
છાનું વાસે વેર, પ્રોઢિ પાછે વિપત પડે છે;

છાનો કરડે વિંછિ, ચિત્તમાં લાગે ચટકો;
છાનો પાવક પડે, ભયાનક લાગે ભડકો;
જે છાનાં પાપ જગત કરે, જરૂર તે દુઃખ જોગવે;
પણ છાનાં પુન્ય પ્રતાપથી, ભલાં સકળ સુખ ભો-
[ગવે. ૭૭

પુન્યે નાસે પાપ, પ્રજા શુભ પુન્યે પામે;
પુન્યે પ્રસરે કીર્તિ, વેદના પુન્યે વામે;
પુન્યે નહિ ગ્રહ દોષ, પુન્ય ભલપણનું ભૂષણ;
પુન્યે દેહ ન દંડ, પુન્ય નિર્મળ નિર્દૂષણ;
વળિ પુન્ય થકી લક્ષ્મી મળે, પુન્યે પાપ બધું બળે;
શામળ કહે પુન્ય પ્રતાપથી, તાપ ત્રિવિધિ તનના
ટળે. ૭૮

## વૈરાગ વિષે.

કહ્યકે લીધા જોગ, ભટકતા હીંડયા ભૂખે;
કહ્યકે લીધા જોગ, દંડ હાકમ ને દુઃખે;
કહ્યકે લીધા જોગ, રોગ રૌરવની ગરજે;
કહ્યકે લીધા જોગ, દુકાળ પડે કે કરજે;

કઇને મા બાપે વેચિયા, કઇ જર હિણા જાતે રહ્યા;
શામળ કહે શી સિધ્ધાઇ ત્યાં, બળાત કારે બાવા
થયા. ૭૯

કોઇ ફરેછે નગન, કોઇ જડિયા જંગોટા;
કોઇ મુંડાવે શીશ, કોઇ વાળે લંગોટા;
કોનો ભગુવો ભેખ, કોઇ શીંગી કે શેલી;
ફરે ધ્વરોબર કોક, ન માયા કોઇયે મેલી;
કો મંત્ર જંત્ર કામણ કરે, કરતા દોરા ચીઠડાં;
શામળ કહે સાચો સિધ્ધકો, દંભી લાખો દીઠડા.
૮૦

સત્ય કથે તે સાધુ, તજે તરૂણી તે ત્યાગી;
જતિ પાળે જે જોગ, તજે વૈભવ વૈરાગી;
બ્રાહ્મણ જાણે બ્રહ્મ, ધર્મ પાળે તે ધ્યાની;
ફિકર તજે તે ફકીર, ગૂણ ગ્રાહક તે જ્ઞાની;
જે વરત કરે તે વરતિયો, શ્રિપાત સ્વાદ સકળ તજે;
બાકી બ્રુધ્ધિ હીણા બાપડા, ભેખ નહિ તેનો ભજે.
૮૧

## ગરજ વિષે.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે:
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે;
ગરજે ગુણ ગમાય, ગરજથી ધન પણ ધીરે:
ગરજે મોંઘો માલ, નાંખશે ઊંડે નીરે;
પામર જનને પીતા કહે, માહા સંગ રહે મળી:
કવિ શામળભટ્ટ સાચું કહે, ગરજજ શાકરથી ગળી.
૮૨

---

ગરજે ગોથાં ખાય. ગરજથી સદગુણ લે છે;
ગરજ મરે રણ ઠામ, રામ પણ ગરજે કહે છે:
ગરજ કરે વેપાર, કરે ખેતી પણ ખાંતે;
ગરજે ગુણકા નાર, ભોગવે ભગી ભ્રાતે:
જો ગરજ સમાન નથી ગબ્યું, ગરજે લોક લક્ષણ લહે;
કવિ શામળ કહે વશ ગરજને, કવસ્ગુને કાકો કહે.
૮૩

---

ગરજે ઘેલા સાથ, જાય ડાહયો પણ દહાડી;
ગરજે નિચ ઘર ઊંચ, દેજ લાખેણી•લાડી;

ગરજે પંડીત રાય. મુરખની માને સેવા;
લક્ષપતી તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા;
વળિ ગરજે ગર્વ ધરે ઘણો, ગરજે રોષ મુકી રહેઃ
કવિ શામળ કહે વશ ગરજને, કવરણને કાકો કહે.

૮૪

ગરજે સઉ વિષ વિષમ, પિયેછે પૂરણ પ્રીતે;
દંભી જનને દેખિ, નમે નર ગરજે નીત્યે;
ગરજે નિર્મળ નાર, લાજ લાખેણી લોપે;
ગરજે સુમની સેવ, ચાહે છે ચીતથી ચોંપેઃ
રાજા પણ ગરજે રંક ધરે, પાળે પગલે પરવરે;
કવિ શામળભટ સાચું કહે, નેવ નીર મોભે ચડે.

૮૫

## હિમત વિષે.

કોઇ દિન અમૃત હાર, કોઇ દિન લૂખી ભાજી;
કોઇ દિન પળવું પાય; કોઇ દિન ચડવા ગાજી;
કોઇ દિન સુંદર શેજ, કોઇ દિન ભૂપર પડવું;
કોઇદિન વીવાંહ હોય, કોઇદિન દુઃખ થી રડવું;

કોઇદિન રળવું ધણી રીઝથી, કોઇદિન ખોવા દામને;
શામળ હીંમત નવ હારિયે, સંભારિયે શ્રિરામને. ૮૬

---

કદિ ચડવા સુખપાલ, કદિ શિર ભાર ઊચકિયે;
કદિ ભોજન બહુ ભાત, કદી અંન વિના અટકિયે;
કદિ પાંચ પોશાક, કદી કોપિન ભર જઇએ;
કદી સેવક નિજ સાથ, કદી કિંકર પણ થઇએ;
કદિ આપ સદાવ્રત આપિયે, કદિ આપણ કર ઓડિયે;
શામળ કહે સમરી રામને, છત હીમત નહિ છોડિયે.
૮૭

---

હિંમતે જીતે હોડ, હિમતથી દુશમન હારે;
હિમતે નાસે ભૂત, હિમત થી હાથિ ન મારે;
હિમતે નાસે ચોર, હિમત થી રાય ન દંડે;
હિમતેથી વેપાર, હિમત થી મહિમા મંડે;
શૂરાપૂરા હિમત થકી, જપ તપ સાધન જે કરે;
હિમત જોરે જગ જીતને, શામળ સ્વર્ગે સંચરે. ૮૮

---

હિમત મૂકયે હાણ, હિમત મૂકયે તન ધ્રૂજે ;

હિમત તજ્યે જીવ જાય, સરસ રસ્તો નવ સૂજે;
હિમત મુકયે હમેશ, જરૂર જરનેં જશ જાય;
હિમત મૂકયે દામ, લેણા ના દેણા થાય;
હિમત મૂકયાથી હારિયે, ભટકી વેણ ન ભાખિયે;
કવિ શામળ કહેછે સર્વદા, હૃદયે હીમત રાખિયે. ૮૯

## સુખ, દુખ વિષે.

દુખે સાંભરે માત, તાત વાતો વાલાની;
દુખે સાંભરે દેવ, કથા કાનડ કાળાની;
દુખે સાંભરે ગ્રહો, જન્મ પત્રી જોવરાવે;
દુખે સાંભરે દાન, દયા પણ દિલમાં આવે;
જન દુખ દાવા નળમાં પડે, ઠરે ન એકે ઠામજી;
તે સંકટથી શામળ કહે, એક ઉગારે રામજી. ૯૦

## સમાપ્ત.